# જ્ઞાન ગોષ્ટી.

બનાવનાર.
વ્યાસજી વલ્લભરામ સુર્યરામ.
ઠે: રાયપુર પખાલીની પોળ-અમદાવાદ.

દોહરા.

ક્હેર કરે કળયુગડો, લક્ષણ તુલ્યે લ્હેર;
વ્યવહારે વાંકો વહે, તેનું નાવે ઝેર.

પણ પાપીએ ધર્મમાં, પુર્ણ કર્યો પરવેશ;
તે કારણ પુસ્તક રચ્યુ, મુરખ સમજે વેશ.

પરોપકારાર્થે છપાવનાર.
મોક્ષમારગી પા. ગોકળભાઈ લલ્લુભાઈ.
રહેવાશી, ગામ ડોરમાલ. તા. સંખેડા પો. જોજવા.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦
આવૃતિ બીજી પ્રત ૧૦૦૦

કીમત ૧ આનો.

# કળીનો કહેર.



## ચાબકા ચોપાઇ.

કળી કરે છે કાળો કહેર, હળ હળ વાપ્યો ઘેરે ઘેર.
વ્યવહારે તો વાપ્યો ભલે, પણ સૌ ધર્મની કિધી વલે.
ધર્મ ધરમમાં ઘાલ્યો કલેશ, તેથી ડુબે દુનિયાં દેશ.
આચાર્યોની અવળી મતી, એક બીજાથી ઉલટી અતિ.
સામા સામી ઉલ્ટુ વદે, તેથી દુનિયાં ગાંડુ ગદે.
બીચારી દુનિયાના ભોગ, વાધ્યો છે વણુ રોગે રોગ.
આચાર્યોએ માંડયું યુદ્ધ, એક એકથી વદે વિરૂદ્ધ.
અદ્વૈત મત એકે આદર્યો, સૌ બ્રહ્મ પ્રતીપાદન કર્યો.
દ્વૈત મત વાળે લીધો ભ્રમ, સિદ્ધ કર્યું માયાને બ્રહ્મ.
ત્રીજાએ માન્યાં છે ત્રણ, જીવ ઇશ્વિર માયા આવ્રણ.
દ્વૈતા દ્વૈતજ કહેછે એમ, અનાદી ત્રણ કહીયે કેમ.
ત્રેણુજ કહેછે તે અજ્ઞાન, કબુલ કરિયે નહિ કોદાન.
જીવ ઇશ્વર માયા સિદ્ધ કરે, તે દ્વૈત મત જુદો ઓચરે.
તેને અદ્વૈત મળતો રહે, દ્વૈત મત જુદો ચોખું કહે.
દ્વી પદ ત્રી પદ ભેળા રહી, અદ્વૈત મત સત્ય માને નહીં.
અદ્વૈતને એ કેછે જુઠ, ચાલી રહી છે કડાકુટ.
એક બીજાથી એ વિરૂદ્ધ, કળિયે કેવું ચલાવ્યું યુદ્ધ.
જો પાડે પાડા વઢિ મરે, તેમાં વ્રક્ષનો ખો નિસરે.

એમ વઢે આચાર્યો સર્વ, અન્યો અન્ય ન મુકે ગર્વ.
મત ઝાલ્યો તે માન્યો ધર્મ, આ દુનિયાનું ફુટયું કર્મ.
જીવ જગતના અટવૈ મરે, કયાં સોધન કરવા સંચરે.
જયાં જુએ ત્યાં રાઢે રાડ, પેશી ગઇ ધરમમાં ધાડ.
તેથી સૌ જીવ થાકી ગયા, જયાં પડયા ત્યાં ચોટી રહ્યા.
તેને ઝાઝાં વર્શો થયાં, સોધન કરનાર વહ્યા ગયાં.
તેથી દુનિયાં થૈ અજ્ઞાન, ચાલ્યાં અવળાં ધર્મો ધ્યાન.
શાસ્ત્ર વેદમાં પેઠો જેહ, તેને પણ ઉપજ્યો સંદેહ.
વેદમાં ભેદ ભરેલો અતી, ન પ્હોંચી કો જીવની ગતી.
વિદાનો ભણેલા વેદ, તેણે કરિ નાંખ્યાં પદ છેદ.
ફાવતું જેને જેમ જણાય, તેથી અર્થો તેમ તણાય.
અર્થ કર્યા ભાવાર્થો વના, મત હાંકયા સૌએ આપના.
તે સૌ કરતો હરતો ફળી, દિન દિન દુનિયાં તેને મળી.
તેથી ચાલ્યા નાટા રંગ, તરે તરેના નિકળ્યા બંગ.
દુનિયાં પરસાદે લપટે કૈં જ્ઞાતીથો પડયા સપટે.
કૈં ગ્રસ્થો ગ્રસ્તૈમાં પડયા, કૈં જન દેખા દેખી ચડયા.
કૈ માન્યા મંદિરમાં વડા, તેણે કર્યા ખપુતર ખડા.
જયાંથી ત્યાંથી લાવે ભેડ, ભેળુ કરીને ભરતો પેટ.
દેવાર્પણથી હોજરૂં ભરે, પ્રસાદ લિધો એમ ઓચરે.
બોધ બીજાને કરતો ફરે, ગુરૂને તેડાવો ઘરે.
તેથી ઘર થાશે પાવન, તવ તેડાવે ગુરૂ ભાવન.
ગુરૂ ઘરમાં બેસી જાય, એટલે પુન્યજ પેશી જાય.
ગુરૂ બેશી બોધજ કરે, તો શેવકનું કારજ સરે.
પણ ઉંધો મુકયો ઉપદેશ, શેવકનું સુધાર્યું બેશ.
દ્રવ્ય હરેને બોધ ન કરે, તેનો દાસ અભાગી ઠરે.

નીશાળે જઇએ વિવેક, ન શીખવે અક્ષરતો એક.
તો ધક્કા શીદ ખેચે વ્યર્થ, ગાંઠ તણું ગુમાવે ગર્થ.
ઔસધથી નવ નાસે રોગ, શિદ જીભના મેળવીયે ભોગ.
વૈદ મળેને રોગ ન ટળે, તો તે વૈદને અંધો હળે.
તેમ ગુરૂના સરણે ગયા, તોહે જીવન મુક્ત ન થયા.
જ્ઞાન મારગની ન પડી ગમ, તો શીદ મીથ્યા લેયે સ્રમ.
સંગ કર્યોને શંકા રહી, તેની સંગત કરિયે નહી.
મોક્ષ મારગનું પુછિએ જઇ, નીર સંશય બતાવે કહી.
તેના થૈયે દાસના દાસ, જેથી પ્રાપ્તીપદ અવિનાશ.
અજ્ઞાન ગુરૂથી થાકિયા, તેણે નામ ભજન રાખીયાં.
પણ ભજતે થાકવુ નવ ઘટે, થાક્યે શું અકળામણ મટે.
જ્યાંને ત્યાં કરવું સોધન, ઉકરડેથી જડે રતન.
મોટા કુલા મદનજી તણા, તેમાં લપટે પડિયા ઘણા.
જ્ઞાનવડે રીજે છે ઇષ્ટ, નહી થાવાદે કળી કનિષ્ટ.
જ્ઞાન થવાને જો જીવ ચ્હાય; શુભ સમાગમ કરવે થાય.
પણ દઢના હોયે જ્યાં લગી, તેનું જ્ઞાનજ જાયે ડગી.
કારણ કળયુગ મારે જોર, તેથી જીવ બને છે ચોર.
જ્ઞાન સાંભળી જ્ઞાની થાય, પછી વળી અજ્ઞાને જાય.
જ્ઞાની બની અજ્ઞાને ચડે, રોમ રોમ તે નરકે પડે.
જ્યાં લગી જીવ અજ્ઞાની હતો, પાપ કે પુન્ય સમજતો નતો.
ત્યાં સુધી તો થોડુ પાપ, સમજ્યા પછી બહુ સંતાપ.
કૈંક ઠગારા ઠગાઈ કરે, જ્ઞાન સોધવા ફરતા ફરે.
ફરતાં જ્ઞાનજ પામે એવ, પામી પાછો મુકે નેવ.
જ્યાં જ્યાં જ્ઞાનની વાતો થાય, ત્યાં જ્ઞાની કેવરાવા જાય.
જૈને જ્ઞાનની વાતો કરે, જ્યાંને ત્યાં જ્ઞાનીમાં ઠરે.

પણ તે જ્ઞાની વાતનો ધણી, વાગી નથી રૂદેમાં અણી.
મોટે ઉપરની વાતો કરે, તેથી તેનો અર્થ ન સરે.
જ્ઞાની જનથી જ્ઞાનજ મળે, પાછો અવર પંથોમાં પળે.
તે જીવ ગુરૂ દ્રોહી થયો, મ્હા પાપી શાસ્ત્રોએ કહ્યો.
જ્ઞાન ગ્રહીને જ્ઞાની થાય, વળી કરમકાન્ડોમાં જાય.
ગજથી ઉતરી થયો ખર સ્વાર, ઉંચ છતાં લે નીચ અવતાર.
જીવે કરવા ગુરૂ અનેક, પુર્ણ જ્ઞાન મળે ત્યાં એક.
જ્ઞાન મળેને શંકા ટળે, ન્યાયે જીવને શાંતા વળે.
જીવાત્મા જો કરે કબુલ, જાણવું તે જ્ઞાનજ અમુલ્ય.
તો તો વળગિ રેવું તહીં, દ્દઢ રાખીને ખસવું નહી.
જો ખસ્યોતો અવળુ થયું, સોધ્યું સોનું વાયે ગયું
માટે જીવડા રહેવું દ્દઢ, કળયુગનો તોડેલો ગઢ.
કળી ભમાવા કરે ચરીત્ર, ચેતી રહેવું જ્ઞાની મીત્ર.
જ્ઞાન ગ્રહી ગુરૂ નવ થવુ, હું નહી ગુરૂએ માનવુ.
સંગ કરી કો જ્ઞાનજ ભણે, ગુરૂ મનથી ભલે ગણે.
જ્ઞાની ન ધરવો ગુરૂ ભાવ, ગુરૂ થયોતો ચુકયો દાવ.
જો મ્હેતો ઘર ઘર ભાટકયો, તેને રહ્યાં સોટી સાટકો.
ભણનારા ન્હોકરિયે ચડયા, મ્હેતા સદા નિશાળે પડયા.
એમ દશા ગુરૂની થાય, શિસ્ય સરવ સુખ મોક્ષ પળાય.
આચાર્યો પામે અવગતી, ગુરૂ થવામાં લાભજ નથી.
હાથીનેતો ઊંડા જાય, કીડી જૈને સાકર ખાય.
માટે કીડી થવામાં સાર, હવે ધરમના કરો વિચાર.
કળી કરાવે ક્રિકિયા રેળ, ધરમોમાં ઘાલ્યું ઘરએળ.
વાળી નાંખ્યાં સત્યાનાશ, હળહળ કળિ વાપ્યો ચોપાસ.
તેથી સહુનું મનડું ભમ્યું, સવળુ મુકી અવળુ ગમ્યું,

માટે અવળા ચાલે બહુ, સુણો તેની બીના કહુ.
સાંભળતાં નવ ધરશો રોશ, કહેવામાંછું બહુ અપસોસ.
કહ્યા વિનાતો શી ગમ પડે, સોધન કરતાં સવળુ જડે.
કહે વલ્લભ સૌ કરજો તોલ, મુમત મુકી બોલો બોલ.
લિલ પરણાવાનો ડાખલો, ધેનને પરણાવે આખલો.
તેને લિલ પર્ણી કહે આપ, દિઠુ ધરમ પણ બાંધ્યું પાપ.
જુઓ પતી કરિ આપ્યો એક, પશુ સ્વભાવે થાય અનેક.
અવર આખલાથિ રંગ રમે, સતિ પતિ વ્રત ભાગ્યું તમે.
જ્યાં લગી ધેન પર્ણાવિ નતી, ત્યાં લગિ રંગ રમે પણ સતી.
ધેનુનો કામ દેવતા પતિ, અન્ય પર્ણાવવિ ઘટતુ નથી.
પરણિ તે નંદી થયો ધણી, તે મુકી વહે બીજા ભણી.
ઉમ્મરમાં પાંચ દસ બદલાય, તવ ધેનુ સતિ કયમ કેવાય.
પરણેલી જો પરથી હળે, જાર કર્મી તેને સૌ કળે.
જાર કર્મી જો કહિએ ગાય, તો તો મ્હા મ્હા પાતક થાય.
જો વળિ કહિએ છૈએ માય, તે જાર કર્મી કયમ બોલાય.
માને જે જાર કર્મી કહે, તે તો રૌ રૌ નરકે વહે.
જાર રમેને કહિએ સતી, જુઠુ બોલ્યા પાતક અતી.
જો જારકર્મી કહિયે ખરા, તો જાર કર્મીના છોકરા.
ધેન માત્રને કહિએ માય, તો માને કેમ પર્ણાવાય.
પરણાવવાથી પડે ગાળ, મા પરણાવો કેમ કે બાળ.
ન્યાય કરો વીચારી વટે, ધેનુ પરણાવવી ન ઘટે.
આ ઉપરથી કહેશે કોક, શું ગ્રંથોમાં લખિયું ફોક.
લખ્યું ફોક ના કહિયે કશે, પણ તેનો શો હેતુ હશે,
ન્યાય જોઇને સમજો સર્વ, મત મુમતનો મુકી ગર્વ.
લાગે છે પાતકની બીક, માટે વીચારવુ ઠીક.

પુન્ય કરતામાં પાતક થાય, પછી તેનો નહી ઉપાય.
માટે પ્હેલું સમજવુ સત્ય, પાછળથી ન જાગે પત્ય.
આતે ધરમકે અધ્રમ કહો, અવળુ કે સવળુ શું લહો.
ઝીણા ઉતરી કરવો ક્યાસ, વડે વિચારે વલ્લભ વ્યાસ.
બીજી શંકા ઉભી થઇ, મુજ જેવો કો ગાંડો નહી.
બેઠા બેઠા સુજે આમ, નવરાને બીજું શું કામ.
નવરો બેઠો લવરો કરે, ખાટ ઉકેલી વાણુજ ભરે.
કૈં કહેશે મુદ્દાની વાત, કૈં કહેશે ફેંકી છે લાત;
ફાવે તેમ કહેશે લોક, તેનો નથી મુજને શોક.
હરખ શોક બે મુક્યા દુર, ધર્મ સબંધી દુખ નહિ ઉર.
કળયુગે બહુ અવળુ કર્યું, તે સૌ જીવના રૂદીયે ઠર્યું.
અવળુ સવળુ જોવા કાજ, શંકા કરવિ પડી છે આજ.
જુઓ તુળશી વ્રંદા જેહ, જાળંધરની નારી તેહ.
તેનું સત્ય છોડાવ્યું હરી, સ્રાપ દઇને તુળશી કરી.
તેને પાછી અંગે ધરી, લગ્ન વિધિયે તે નથી વરી.
તેથી હરિયે રાખી ઠરી, માટે રાખેલી ઓચરી.
તેને સરવે કહેછે માત, હીંદુ ધરમમાં તે પ્રખ્યાત.
લક્ષ્મિ હરિની અરધંગના, પુર્ણ અંગ હરિ નહિ તે વના.
લગ્ન વિધિથી લક્ષ્મી વર્યાં, અર્ધંગના ઇશ્વરની ઠર્યાં.
તે લક્ષ્મી શોભાવે જગત, ધરે આ ભુશણ ભગવત ભગત.
તેને લોકો કેવું બકે, તોલજ કરવાનો આ તકે.
લક્ષ્મી તો લુંડી છે ભાઈ, એમ કહે બહુ દુનિયા માંઇ.
મ્હાત્મા થૈ બેઠેલા જેહ, લક્ષ્મીને તુછ કહે છે તેહ.
લક્ષ્મી છે તે તો જગ માત, વિશ્વ બધુ જાણે છે વાત.
લગ્ન વિધીથી વરિયાં જેહ, ખરી માતતો કહિએ તેહ.

તેને લોક કરે તીછકાર, રાખેલી ને માન્ય અપાર.
લક્ષમી વીના કૈં લપોડ, લક્ષમીથી રિજે રણછોડ.
લક્ષમીથી સામગ્રી થાય, ઠાકોરજીને ધરાવાય.
લક્ષમીથી આ ભુશણ બને, તે શોભાવેલાં હરિ તને.
લક્ષમીથી બને પુન્ય દાન, લક્ષમીને વશ છે ભગવાન.
તે લક્ષમીને લુંડી કહે, રાખેલીને માતા લહે.
એમાં અવળુ સવળુ કર્યું, સમજવા મન મ્હારૂં થયું.
ન્યાયે સવળુ લાગે જેહ, ગ્રહણ કરવું સૌને તેહ.
ન્યાય તોલથી કરજો કયાસ, ફટકારે છે વલ્લભ વ્યાસ.

---

લ્યો બીજું સમજાવું વળી, ચીતુ ઉંધુ કરતો કળી.
તેથી જગત થયું વીપ્રીત, ઉંધી બુદ્ધી ઉંધુ ચીત.
પરદેશીનું માન્યજ બધે, દેશીને કોઇ નવ બદે.
જે દેશના આચાર્યો કવી, તેની પ્રદેશ કીર્તિ હવી.
દેશમાં મહતા તેની નહી, મ્રગ લોચનની દુનિયા રહી.
કસ્તુરી છે મ્રગની પાસ, અજ્ઞાને સુંગે અન્ય ઘાસ.
અવર સ્થળે તે શોધતો ફરે, જનમારો સોધ્યામાં મરે.
પણ કસ્તુરી પ્રાપ્ત ન થાય, અજ્ઞાનથી અથડાવા જાય.
ઘરના દેવ તણું નહિ માન્ય, અવર દેવ મંદીરે ધ્યાન.
સ્હેજ ચમત્કાર જ્યાં જ્યાં હોય, ત્યાં દોડે દુનિયાં સૌ કોય.
નિત્ય ચમત્કાર જે દેવ મહી, તેના સામુ જુએ નહી.
જુઓ તેનું દો દ્રષ્ટાન્ત, સાંભળી ભાગી જાશે ભ્રાન્ત.
કેૈં આવે ત્યાગી વેસ ધરી, અંધાપો ટાળે કે કરી.
ક્રીયાથી એક દેખ્તો કરે, તેને સૌ ઇશ્વર ઓચરે.
રાતે અગની આદિત બંધ, તે વેળા સહુ સ્રષ્ટી અંધ.

છતી આંખ પણ સુજે નહી, ચમતકાર કેવો તે મહી.
સુર્ય સવાર થતે આવતા, તવ સૌ જીવ થાયે દેખતા.
કેવો ચમતકારી એ દેવ, તેને સૌએ મુકયો નેવ.
કે સ્થળ ડુંગરનાં જળ ઝરે, ચમતકાર તેને ઓચરે.
પણ ચોમાસુ જયારે હોય, તવ ચમતકારો બહુ જોય.
આવે વાદળાંને વિજળી, આભ રક્ત બહુ રંગે વળી.
મસ તાંણે ધનુશ આકાર, પચરંગી શોભીત અપાર,
થાય કાટકા ગાજે મેઘ, જળ બીન્દુને ચાલે વેધ.
ફેરે ફેરેથી જગ રેલ, આથી શો બીજો બહુ ખેલ.
ચમતકાર ઇશ્વિરના ઘણા, વીચારતા નથી તે તણા.
જળ પૃથ્વી વાયુ આદીત, પ્રતક્ષ દેવ દીસેછે નિત.
પાસે વસ્યા તે ગાંડે ગસ્યા, દુનિયાની આવિ દુરદશા.
ખુણા ખોચરા ખોળ્યે જાય, શું અંધાપો નવ દેખાય.
હર નિશ મોઢા આગળ ફરે, તેની કિંમ્મત કોઇ ન કરે.
એવું અવળું જગતજ ગયું, કળયુગનું કહેલું થયું.
કળિયે કહ્યું છે બહુ સ્થળે, તેજ ડાખલા સાચા મળે.
માટે જગના જીવડા તમો, સરવે સમજી લેજો સમો.
કળિના તાણે તણાશો નહિ, ઉતરો ઉંડા ધરમો મહિ.
ધર્મ આદરતાં લાગે કર્મ, માટે સમજો સવળા મર્મ.
અગનાંને અવળુ બેસશે, અજા કાઢતાં ઉંટ પેસશે.
તેથિ ગ્નાન સંપાદન કરો, સવળો ગ્નાની સોધો ખરો.
ગ્નાનીને ગોવીંદની ગમ, ગ્નાન પ્રાપ્ત કરશે એક દમ.
કરજો કિમ્મત ગ્નાની તણી, તેમાં પણ મુંચવણ છે ઘણી,
સત્ય ગ્નાનના ગ્નાની ઘણા, ચાર પ્રકાર જુઓ તે તણા.
ભેદા ભેદ ભાગિને વદુ, અગ્નાની જીવને નહિ બદુ.
ઝીણી નજરે કરજો તોલ, વીણી લ્યો વલ્લભાના બોલ૦

જ્ઞાન ઘણાં જીવ છે ઇચ્છનાર, તોપણ તેના ચાર પ્રકાર.
ઉત્તમ મધ્યમ અને કનીષ્ટ, ચોથો ખટપટિયો પાપીષ્ટ.
તે ચારેનાં લક્ષણ કહું, જ્ઞાનેચ્છુ સમજીલ્યો સહુ.
ચાર પ્રકારે જ્ઞાની ચાર, તેનાં નામ કહુ નિરધાર.
ખટપટીયો જીજ્ઞાશુ એક, જસેચ્છુ બીજો વિવેક.
ત્રીજો જીતેચ્છુ બહુ ઠામ, ચોથાનું મોક્ષેચ્છુ નામ.
ચારેનાં લક્ષણને રીત, ચોખવટ કરૂ દૈને ચીત્ત.
તેમાં સહુ બહુ દેજો ધ્યાન, સમજાશે જ્ઞાનીનું જ્ઞાન.
જીજ્ઞાસુ જ્ઞાની છે જેહ, જાણવા ઇચ્છા રાખે તેહ.
જ્યાં ત્યાં જેને સુણે જ્ઞાન, ઉપયોગમાં ન લે કો દાન.
જ્યાં ત્યાંથી જાણવાની ટેવ, જાણી જાણ્યું મુકે નેવ.
પુંઠે તે પર પ્રીતી નહી, ખોચંડે નાંખ્યું ગટ મહી.
કાટ ચઢેને કોહી જાય, તેવું તેને તો ફળ થાય.
બિજો જ્ઞાની જસેચ્છું જેહ, જ્ઞાન ગ્રહે જશ લેવા તેહ.
શીખી જ્ઞાની થૈને ફરે, જ્યાં બેઠો ત્યાં ચરચા કરે,
જ્ઞાન તણી તે વાતો વદે, જ્ઞાન ગુણ લાગ્યા વણ રદે.
મોક્ષની ઇચ્છા વિના જ્ઞાન, જસ લેવા જ્ઞાનીનું ધ્યાન.
જાણે મનથી જ્ઞાની ગણો, દુનિયામાં હું ઠીક જણો.
એ ઇચ્છાનો જ્ઞાની હોય, જસેચ્છુ જાણવો સૌ કોય.
ત્રીજો જીતેચ્છુ કહેવાય, જ્યાં ત્યાં જીતવાની ઇચ્છાય.
જ્ઞાન ગ્રહી જીતવાને ફરે, વિવાદનાં વચનો ઓચરે.
જીત્યો કેવરાવ્યાનું મન, નહિ મોક્ષ પદ ઇચ્છા પાવન.
જીત મેળવવા જીભે જોર, સુરાતણના કાઢે સોર.
જીતવાની મન ઇચ્છા ધરી, મોક્ષ ન ઇછ્યો કૈં પણ કરી.
જ્ઞાનનું ફળતે પામ્યો જીત, જીતેચ્છુની એ કહી રીત.

ચોથા જ્ઞાનની કહું પેર, જેલ પડયો પણ જીવજ ઘેર.
વેઠે દુખ સુખ દેહી પક્ષ, અખંડ પદમાં પુરણ લક્ષ.
દીસે રાગી પણ વૈરાગ, એ એ પદનો ભેળો ભાગ.
વૈરાગ્ય લક્ષણા ભગતી સંગ, જ્ઞાન તણું છે ત્રીજું અંગ.
તે ત્રણે અંગ ભેળાં ભળે તે પ્રાણીને મોક્ષજ મળે.
માયા કાયા જાયા જેહ, પોતાનાં ન માને તેહ.
વ્યવહારમાં ફરે પર તક્ષ, મુળ પદનો અંતરમાં લક્ષ.
નજર નટની દોર પર જેમ, અંતર આવક ઉપર પ્રેમ.
તેવી લક્ષણા ને વૈરાગ, સત્ય જ્ઞાનનો પુરો ભાગ.
ત્રૈણ ભાગ ભેળા જે કને, મોક્ષેચ્છુ કહીએ તેહને.
જીવન મુક્ત ફરે સહુ ઠામ, મોક્ષેચ્છુછે તેનું નામ.
જ્ઞાની પ્રાણી હોય અનેક, પણ મોક્ષેચ્છુ હોયે એક.
તે જ્ઞાન વાનને નમસ્કાર, વલ્લભના છે વારમ વાર.

---

ભક્તી જ્ઞાન અને વૈરાગ, ભેળા કરવા ત્રૈણે ભાગ.
જો તે ત્રૈણે દઢ થૈ જાય. જીવન મુક્ત તેને કેવાય.
જીવતાં માયાનો સ્નેહ નહિ, તેથી મુક્ત કેવાયો સહી.
માયાની માયાનો ત્યાગ, તેનું નામજ છે વૈરાગ.
વૈરાગનું દરસાવું રૂપ, સમજી લેજો ભુગળ ભુપ.
કાયા માયા જાયાં જેહ, પોતાનાં નવ્ય માને તેહ.
માને પણ પોતાનાં નથી, જોવા ઉંડા ઉતરો અતી.
પ્રથમ કહુ કાયાની પેર, સાંભળજે નિવર્તી ભેર.
ભૌતિક કાયા બની ભુતની, સુંદિર શોભા વંતી બની.
જળ પ્રથવી વાયુ આકાશ, પાંચમાં અગ્ની પ્રકાશ.
ત્રીગુણી માયાના ભુત તે ભુતનું પુદગળ મજબુત.

તે પુદગળમાં માંઉશ રૂધિર, હાડ ચામડી તણું શરીર.
તેમાં ભરેલો પિત કફ લાળ, જોડે મળ મુત્રોની ખાળ.
અનેક રિતની વ્યાધિ ભરી, તે ત્હારી તેં કયાંથી કરી.
કયાંથી લાવ્યો માંઉશને હાડ, કયાંથી લાવ્યો નસો નાડ.
કયાંથિ લાવ્યો લોહી ચામડુ, કયાં ભર્યું કફ પિત તાબડુ.
હાડ તેણો કયાં ભંડાર ભર્યો, માંઉસતણો કયાં વ્હેપાર કર્યો.
રૂધિરહાડ તારાં જો કહૈશ, તો તેનો વેપારી ગણૈશ.
જોરે બે તે તારાં નથી, પોતાનાં કહે પાતક અતી.
જો હોય પોતાનાં પંચભુત, તો ન કેવાય પરનો સુત.
શરિર આપનું હોયે સહી, તો તે શરીર છુટે નહી.
છુટેછે શરીર તે માટ, નહિ ત્હારૂં એ ભૌતિક ઘાટ.
જીવ ધરે ભૌતિક દેહ ઘણા, બને ઘાટ જુજવા તે તણા.
તે કાયા માનીશ આપની, તો પોટકિ બાંધીશ પાપની.
જો કાયા પોતાની કહીશ, તો કાયાનો સ્નેહી રહિશ.
કાયાનો જો લાગ્યો સંગ, તો તારૂં બદલાયું અંગ.
તેનુ તુજને દૌ દ્રષ્ટાન્ત, સમજુ જનને વળશે શાંન્ત.
ઈલાયચી કેશરને દુધ, સાકરને કસ્તુરી સુદ્ધ.
ભેળાં કરી ઉકાળે સાર, શુભ સુગંધી અપરમપાર,
ધરિયે નાશીકાની પાસ; ઉપજે મનમાં અતિ હુલ્લાસ.
પીતાં લાગે મધરૂ મીષ્ટ, જીભ્યા ઉપર બહુ સ્વાદીષ્ટ.
પીધુ ટકે ઉદરમાં જઇ, કાયા સાથે માયા થઇ.
તવ તેનું રૂપ રંગ બદલાય, સંગ થવાથી વિષ્ટા થાય.
સુગંધની થાયે દુરગંધ, કર્વી પડે નાશીકા બંધ.
સંગ તણો ન લાગ્યો રંગ, ઉત્તમનું બદલાયુ અંગ.
સામી દ્રષ્ટિ કરવી ન ગમે, જીવડા તેવા થાશો તમે.

કેસર દુધ જેવો જીવ સહી, હોય વિષ્ટા શમ દેહમાં રહિ.
માટે કાયા આપણી નહી, એમ દઢ કરવું જ્ઞાનજ ગ્રહી.
સમજો કાયા પર તાપણું, તો બીજું ક્યાંથી આપણું.
કાયા જાયાં માયા તણાં, કો કાળે ન હોય આપણા.
તો તેમાં શીદ લૈયે ભાગ, રાગ તોડવો તે વૈરાગ.
રાગ રાખિયો જે જે જને, અવિચળ શું રહ્યું તે કને.
કૈંને માયા જીવતાં ગઈ, કાં મુએ ત્યાંને ત્યાં રહી.
તો માયાનો શો સમંધ, આંખ ઉઘેડી જોને અંધ.
છેવટ માયા ત્હારી નથી, તો શા સારૂ મરવું મથી.
મનથી માની લેવી ત્યાગ, તેનું નામ થયો વૈરાગ.
સ્હેજે આવી માયા મળે; તો મોહ લાગ્યો મુરખ કળે.
નિશ્ચે જાણવું નહિ આપણી, એટલી કરવાની કાપણી.
ધર્મશાળામાં જેમ ઉતરે, ખાવા પીવા સુવા કરે.
પણ પોતાની માને નહી તેમ રહેવું માયા મહીં.
એમ સમજી માયામાં રહે, વૈરાગ વલ્લભ તેને કહે.
બીજી લક્ષણા ભગ્તી કહુ, ધ્યાન દેઇને સમજો સહુ.
જ્ઞાને સીદ્ધ થવા પરમેશ તેમાં લક્ષ રહે હંમેશ.
હરતાં ફરતાં લક્ષજ તહી, કેવી રીતે રહે તે મહીં.
જેમ કોઇ કરોડો પતી, સાત સુંદરી તેને સતી.
પણ પેટે ન હોય સંતાન, એવે તેનું બને વ્રધવાન.
પુત્ર માટ તે વળખાં કરે, બાળે જીવ નીંદ્રા પરહરે.
રળવાની ચીંત્તા નહી રતી, ખાવાછે પણ ખાનાર નથી.
તે સોસનાથી ગાંડો ફરે, એવામાં દિકરો અવતરે.
હરે ફરેને નીરખે પુત્ર, ઘશી ધુએ તેનું મળ મુત્ર.
આઘાં પાછાં ફરતાં ચક્ષ, પણ દિકરામાં રેછે લક્ષ.

દેશ અને પરદેશજ ફરે, પણ કોઇ સ્થળ જીવ ન ઠરે.
ધંધા ધારીમાં દેહ ભમે, પણ સુત રૂએ રૂએ રમે.
એમ પ્રભુમાં લક્ષજ રહે, લક્ષણા ભગ્તી તેને કહે.
લક્ષ વિના ભગ્તી નીરર્થ, કર્યું કારવ્યું સરવે વ્યર્થ.
લક્ષણા ભગ્તી છે જેહને, ભગ્ત કહે વલ્લભ તેહને.
હવે ગ્નાન મારગને કથુ, દુનિયામાં ભલાને મથુ.
ગ્નાન ગ્નાન તે કીયું ગ્નાન, તેની જુજ સમજાવું સાન.
માયા ગ્નાન તે જગ વ્હેવાર, પશુ પક્ષી સરવેમાં સાર.
તે કોનું અજાણ્યું નથી, સર્વ સદા મહીં મરે મથી.
જાણેલું જાણવા કોણ કહે, અંજાણ્યું જાણવાનું રહે.
તે જાણવા સૌનો ઉપદેશ, અ માઇક માયા નહી લેશ.
અ માઇક જે વિશ્વધાર, તે સઘળાં સંસારનો સાર.
તેને જાણવામાં કેટલું, કરતા અ કરતા એટલું.
છે નિરાકાર કે સાકર, સગુણ કે નિર્ગુણ નીરધાર.
કેવડા છે ને ક્યાં છે તેહ, પુરણ જાણવું ગ્નાનજ એહ.
નિર સંશય થાવું જે જાણ, તેને ગ્નાની કહે છે ગ્નાન.
તેવું ગ્નાન છે જે જીવને, સાથે વૈરાગ્ય ભગ્તી કને.
ત્રૈણે પદ જે જનની પાસ, જીવન મુક્ત તે મોક્ષ નિવાસ.
માયા મુક્તને મોક્ષેચ્છાય, તેને મોક્ષેચ્છુ કેવાય.
નામી ભગ્તછે જગતમાં ઘણા, વિદ્વાનોની નથી મણા.
વૈરાગી ગ્નાનીછે અતી, મોક્ષેચ્છુ તોલે ન રતી.
મોક્ષ તણી ઇચ્છાના જેહ, ધન્ય જનુની જનમ્યા તેહ.
કેછે વલ્લભ વારમ વાર, મોક્ષેચ્છુને નમસ્કાર.

અખંડાનંદકી જે.

## સમાપ્ત.

# સુચના.

## જ્ઞાનમય પુસ્તકો વ્યાસજીના ઘેરથી મળશે.

### ટપાલ ખરચ વિના કીમત.

| | |
|---|---|
| ભાવાર્થ પ્રકાશ. | રૂ. ૧। |
| મોક્ષમારગી ભગવદ ગીતા | રૂ. ૦॥= |
| વિજ્ઞાન વલ્લભ | રૂ. ૦॥ |
| વલ્લભ પદમાળા | રૂ. ૦॥। |
| વચન વલ્લભ વધારા સાથે | રૂ. ૦॥ |
| શંકા સમાધાન | રૂ. ૦।- |
| ન્યાય વલ્લભ | રૂ. ૦।- |
| વાણી વલ્લભ | રૂ. ૦॥। |
| બ્રાહ્મણ શુદ્રનો સંવાદ | રૂ. ૦)= |
| બ્રહ્મવાદ ખંડન | રૂ. ૦)= |
| જ્ઞાન ગોષ્ટી | રૂ. ૦)- |
| ત્યાગ તારણ | રૂ. ૦)- |
| વય વિચાર | રૂ. ૦)- |
| ધર્મ ચાનક | રૂ. ૦)- |
| પ્રણવ પટ નાહાનો | રૂ. ૦)- |
| પ્રણવ પટ મોહોટો | રૂ. ૦)-॥ |
| વાંચોરે વાંચો ત્યાગીનો | રૂ. ૦)૦॥ |
| અનુભવાનંદ પદમાળા | રૂ. ૦॥। |
| શીવલીંડ શંકા | રૂ. ૦)= |
| શીવલીંડ શંકા સમાધાન | રૂ. ૦)= |